# શ્રી સનાતન હિંદુ ધર્મ પાઠમાળા.

## પ્રથમ મણિકા.


યોજક,

**શ્રીમાન્ નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી.**

અમદાવાદ.



પ્રકાશક,

**નારણજી પુરૂષોત્તમ સાંગાણી.**

ચાઇના બીલ્ડીંગ—ભીંડી બજાર,

મુંબઇ

સં. ૧૯૭૪. — સને ૧૯૧૭.

ધી "ગુજરાત" પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ સોમાલાલ મગનલાલે છાપ્યું

પાંચકુવા—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ. — પ્રત ૧૦૦૦.

મુલ્ય આના અઢી

૭૪૦૯

# અર્પણ.

**શ્રીયુત નરસીભાઇ મોનજી,**

ઉચ્ચ ભાવના અને કૃતિ આચરવા સાથે સહવાસમાં આવનારના જીવનનું પણ પરિવર્તન કરી ધર્મનિષ્ઠ અને દેશોપયોગી બનાવવું એ ઘણું વિકટ કાર્ય છે. પરંતુ એથી વધારે દુ:સાધ્ય તો એ છે કે પારમાર્થિક જીવન ગાળવાના ક્રમ સાથે આર્થિક જીવન પણ સર્વોત્તમ બનાવી ધર્મોદય અને દેશ સેવાના પવિત્ર કાર્યોમાં પરિણુત કરવું. આપની સાથેના દશ વર્ષના મૈત્રી સંબંધમાં ઉક્ત ભાવનાનો મેં આપના જીવનમાં સાક્ષાત્કાર કર્યો છે તેથી આ લઘુ પુસ્તક આપને સપ્રેમ અર્પણ કરૂં છું.

હું છું આપનો સુહૃદ,

**નારણજી પુરૂષોત્તમ સાંગાણી.**

# નિવેદન.



હિંદુ સનાતન ધર્માવલંબી ગુજરાતી ભાષા જાણનારી પ્રજાને પોતાના સનાતન ધર્મનું યથાર્થ ભાન થાય એવું ધર્મસાહિત્ય પ્રકટ કરવાની દીર્ઘકાળ થયાં મારા અંતરમાં ભાવના સ્ફુરેલી હતી, અને તે ધર્મસાહિત્ય પણ એવું સરળ, ટુંકું, બોધપ્રદ અને સસ્તું હોવું જોઇએ કે જેથી બાળક, યુવાન કે વૃદ્ધ, સ્ત્રી કે પુરૂષ, શ્રીમંત કે ગરીબ સર્વને એક સરખું ઉપયોગી નિવડી શકે; એટલુંજ નહિ પરંતુ ધર્મપ્રેમી બંધુઓને કોઇ માંગલિક પ્રસંગે અથવા તો ધર્મપ્રચારની ખાતર સો, બસો કે પાંચસો પ્રત એક સામટી ખરીદી નિશાળોમાં, દેવ-મંદિરોમાં કે જ્ઞાતિજનોમાં વહેંચતાં સવળતા પડે. એવી ભાવના દિન પર દિન પોષાતાં શ્રીજગન્નાથની કૃપાથી આજે, સાક્ષરવર્ય શ્રીમાન્ નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી જેવા સનાતન ધર્મના અડગ પ્રેમીના હાથથી લખાયલી આ "શ્રીસનાતન ધર્મ પાઠમાળા—પ્રથમ મણિકા" નામનું લઘુ પુસ્તક સનાતન ધર્માનુરાગી બંધુઓ સમક્ષ રજુ કરતાં હું મને ભાગ્યશાળી સમજું છું અને આશા રાખું છું કે સ્વધર્મ-બંધુઓ આ પુસ્તકનો યોગ્ય સમયમાં ઉચિત લાભ લેશે અને લેવ-રાવશે. જો તેમ થશે તો હવે પછી તુરતમાં 'દ્વિતીય મણિકા' બહાર પાડવા શક્તિમાન્ થઇશ.

ચાઇના બીલ્ડીંગ—ભીંડી બજાર,<br>
મુંબઇ, સંવત ૧૯૭૪ માર્ગશીર્ષ<br>
સુદિ ૧ શનિવાર.

નારણજી પુરૂષોત્તમ સાંગાણી.

# પ્રસ્તાવના.

શ્રીસનાતન હિંદુધર્મના સિદ્ધાન્તો એવા તો વિશાળ અને ઉદાર છે કે તેની બરોબરી બીજો કોઇ પણ ધર્મ કરી શકે તેમ નથી. તેની સાથે સનાતન હિંદુ ધર્મના સિદ્ધાન્તોની લાક્ષણિક સુક્ષ્મતા એટલી બધી છે કે તે બીજા ધર્મોથી જૂદોજ પરખાઇ આવે તેમ છે. તેમ છતાં એ લાક્ષણિક સુક્ષ્મતા સમજવી અને સમજાવવી એ કાંઇ સહેલું કામ નથી. તેથી આપણાં બાળકોને તે ગળથુથીની સાથેજ પાઇ દેવાના હેતુથી આપણી વિવિધ નાતજાતના આચાર સાથે સનાતન હિંદુ ધર્મને આપણા દીર્ઘદર્શી પૂર્વજોએ અને સર્વજ્ઞ ઋષિયોએ એવી રીત્યે ગુંથી લીધેલો છે કે હિંદુ પ્રજા જો કે હિંદુ ધર્મનું સ્વરૂપ કહી શકે નહિ પણ તે સ્વતઃસિદ્ધ સ્વાભાવિક રીત્યે લહી તો શકેજ. પરંતુ હાલ વિજાતીય સંસ્કાર અને શિક્ષણથી સનાતન હિંદુ ધર્મના આચાર વિચાર સમજવામાં પણ થોડીએક વ્યક્તિયોને વ્યામોહ થવા લાગ્યો છે.

હવે આપણું ધર્મસાહિત્ય ઘણા વિશાળ એવા અનેકાનેક પુસ્તકોના જ્ઞાનરાશિરૂપે વિદ્વાનોને પણ દુર્ગમ્ય જેવું જણાય છે તેથી સોપાનક્રમે અથવા કોળિયે કોળિયે પણ બાળકોને તેમજ મોટી વયનાં મનુષ્યોને જેથી ધર્મની પૂરેપૂરી ગેડ બેસે તેવી એક પુસ્તકશ્રેણિ તૈયાર કરવી અત્યંત આવશ્યક જણાય છે.

શુદ્ધસનાતની લેખકોએ આ કાર્યમાં કેટલોક પ્રયાસ કર્યો છે, પણ તેઓએ લખેલાં પુસ્તકોમાં વ્યૂહરચના આણી નથી, આમાં તેમણે અગમચેતી અને ડહાપણનો રૂડો ઉપયોગ કર્યો છે. તેમજ થિયોસોફી અને આર્યસમાજ જેવી સનાતન નામધારી સંસ્થાઓએ કેટલાંક પુસ્તકો પ્રચલિત કર્યાં છે. તેમાં શ્રીસનાતન હિંદુધર્મના સિદ્ધાન્તોની સંકરતા અથવા વિપર્યય થયેલો છે. તેથી હવે હાલની પરિ-

સ્થિતિ જોતાં આ પાઠમાળા જેવી શિક્ષણશ્રેણિની અનિવાર્ય આવશ્યકતા જણાવાથી મેં સનાતન ધર્મના પ્રેમી ધર્માત્માઓની આજ્ઞાને માથે ચઢાવીને આ દિશામાં પ્રયત્ન આરંભ્યો છે.

આ પાઠમાળા શિષ્ય કરતાં શિક્ષકનેજ વધારે ઉપયોગી છે. શિક્ષક અથવા ગુરૂ વિના ધર્મજ્ઞાન પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવાનો અમારા સનાતન હિંદુ ધર્મમાં અનાદર છે, તેથી પ્રથમ તો શિક્ષકોને વિનયપૂર્વક પ્રાર્થના છે કે આ પ્રથમ મણિકામાં આપેલા બોધને શિષ્યના મનમાં ઠસાવવા યથાશક્તિ પ્રયાસ કરવો. જેઓ બહુ નાનો યાદ રાખવાનાં છે, તેમાં મુખ્ય મુખ્ય બાબતજ યાદ રાખવાનું કામ શિષ્ય પાસેથી પ્રથમ લેવું; અને સમજાવવાની બાબત સમજાવવા પર વધારે ધ્યાન આપવું એથી વધારે લાભ થશે.

આ પ્રથમ મણિકાને હું વધારે રસમય બનાવી શકત પણ મેં જાણી જોઇને તેમ કર્યું નથી, કેમ કે અત્યારે જેમ આંક અને કક્કો શિખતાં નીરસ લાગે તો પણ આગળ જતાં રસ ઉપજે છે તે પ્રમાણે મૂળપૂર્વકજ પકકું જ્ઞાન આપવાના હેતુથીજ આ શ્રેણિ ( પાઠમાળા )ની યોજના કરેલી છે. હાલના કુતર્કવાદોના સમયમાં સનાતની હિંદુઓને સંગીન સરંજામની અને અભેદ્ય વ્યૂહની તથા સર્વતોમુખ કવાયતની જરૂર છે; અને આ નાની નાની ચોપડીઓથી ધારેલું કામ સચોટ રીત્યે સિદ્ધ થશે એવી મને જગદ્‌ગુરૂ બ્રાહ્મણવર્ણને પ્રતાપે અને શ્રીજગદાધારને પ્રતાપે અડગ શ્રદ્ધા છે.

આ પાઠમાળામાં જેમ જેમ વાંચનાર આગળના મણિકા તરફ જશે તેમ તેમ વધારે રસ તેમને પડતો જશે, અને પાયામાંથીજ મજબૂત જ્ઞાન થતું જશે.

**નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી.**

श्रीगणेशाय नमः

# श्री सनातन हिन्दु धर्म पाठमाळा–प्रथम मणिका

## અથ મંગલાચરણ.

દોહરો.

ધર્મગુહામાં ગાજતા, શર્મરૂપે ગુરૂરાય;
તે શ્રીમત્નરસિંહના, પ્રેમે પૂજું પાય. ૧

## પાઠ ૧ લો–ધર્મ વિષે.

શિષ્ય—આ સંસારમાં મનુષ્યનો સાચો સાથી કોણ છે?

ગુરૂ—ધર્મ.

શિષ્ય—ધર્મ એટલે શું?

ગુરૂ—જે ધારણ કરવાથી મનુષ્યને હેઠો પડવા ન દેતાં તેને કલ્યાણના માર્ગમાં ધારણ કરી રાખે અર્થાત્ ટકાવી રાખે તે ધર્મ કહેવાય.

શિષ્ય—ધર્મ ક્યારથી ઉત્પન્ન થયો હશે?

ગુરૂ—ધર્મ એ સનાતન છે, તે અનાદિથી છે છે ને છે જ.

## પાઠ ૨ જો–ધર્મના મુખ્ય પ્રકાર.

**શિષ્ય**—એ ધર્મના કેટલા પ્રકાર છે?

**ગુરૂ**—ધર્મના અનેક પ્રકાર છે. પણ તેના મુખ્ય બે પ્રકાર છે.

**શિષ્ય**—તે પ્રકાર કયા કયા?

**ગુરૂ**—એક તો **સાધ્યરૂપ ધર્મ** અને બીજો **સાધનરૂપ ધર્મ**.

**શિષ્ય**—એ બંને પ્રકારનાં ધર્મનાં સ્વરૂપ શાં?

ગુરૂ—અહિંસા, સત્ય, અસ્તેય (ચોરી ન કરવી તે), શૌચ (પવિત્રતા) ઇન્દ્રિય નિગ્રહ. (ઇન્દ્રિયોને કબજે રાખવી તે), દાન, દયા, દમ (ઇન્દ્રિયોને બળાત્કારે પણ વિષયો તરફ જતાં રોકી રાખવી તે), અને ક્ષાંતિ (ક્ષમા અથવા સહનશક્તિ) એ સાધનરૂપ ધર્મ છે; અર્થાત્ ધર્મના સાધન છેઃ અને એ **સાધનરૂપ** ધર્મના પાલનથી જે કાંઇ કલ્યાણના હેતુરૂપ ધર્મ ઉત્પન્ન થાય છે, તે સાધ્યરૂપ ધર્મ છે.

શિષ્ય—ત્યારે અમારે માટે તો એ **સાધનરૂપ** ધર્મજ અત્યારે ઉપયોગના છે એ મારૂં સમજવું ખરૂં છે ?

ગુરૂ—હે પુત્ર ! એકલા તમારા માટેજ નહિ, પણ મનુષ્ય માત્રને માટે એ **સાધનરૂપ** ધર્મજ અવશ્યના છે. કેમ કે તેથીજ **સાધ્ય ધર્મ** ઉત્પન્ન થાય છેઃ અને તે **સાધ્ય ધર્મ**થી આલોકનું તેમજ પરલોકનું આપણું સર્વનું શુભ (કલ્યાણ) થાય છે, એટલુંજ નહિ પણ તે **સાધ્ય ધર્મ** મોક્ષમાર્ગની પણ સામગ્રી તૈયાર કરે છે.

---

## પાઠ ૩ જો—સામાન્ય અને વિશેષ ધર્મ.

શિષ્ય—અહિંસા વગેરે **સાધનરૂપ** ધર્મ વિષે બીજું કાંઇ જાણવા જેવું છે ?

ગુરૂ—હા. એ સાધનરૂપ અહિંસા વગેરે ધર્મ **સામાન્ય** ધર્મ કહેવાય છે. તેમાં દેશ, કાળ, નિમિત્ત, જાતિ અને વ્યક્તિ વગેરેનો વિચાર નથી આવતો. આખા જગતની અંદર વસતાં સર્વ મનુષ્યોએ એક બીજા પ્રત્યે તથા બીજા સર્વ જીવો પ્રત્યે એ સામાન્ય ધર્મ પ્રમાણે વર્તવું જોઇએ. પણ સર્વે જીવો એ

સામાન્ય ધર્મ પ્રમાણે વર્તી શકતા નથી તેથી; તથા કોઇવાર તે ધર્મો પ્રમાણે વર્તતાં એક ધર્મનું આચરણ બીજા ધર્મની આડે આવે છે ત્યારે; તથા દેશ, કાળ, નિમિત્ત, જાતિ અને વ્યક્તિ વગેરેના કારણથી એવા પ્રસંગો ઉભા થાય છે કે તે પ્રસંગોએ સામાન્ય ધર્મોનું આચરણ થઈ શકે તેમ હોતું નથી તે પ્રસંગોએ; જે ધર્મો પ્રમાણે વર્તવાનું હોય છે, તે **વિશેષ ધર્મો** કહેવાય છે. આ **વિશેષધર્મ** પ્રસંગ પ્રમાણે અનેક અને ગુંચવણી ભરેલા હોય છે: અને તે **વિશેષ ધર્મો** પણ આચરવામાં પ્રમાદ કે ભૂલ કરવામાં આવે તો જીવોનું અકલ્યાણ થાય છે.

**શિષ્ય**—હે કૃપાળુ ! આપનું કહેવું મારાથી સ્પષ્ટ સમજાતું નથી, માટે મને **સામાન્ય** અને **વિશેષ** ધર્મ સમજાવો કે જેથી એ **સામાન્ય** અને **વિશેષ** ધર્મનાં સ્વરૂપ મારી બુદ્ધિમાં ઉતરે.

ગુરૂ—હે ભાઇ ! ધ્યાન રાખીને સાંભળ. જો, અહિંસા એ **સામાન્ય ધર્મ** છે. તેથી સામાન્ય રીત્યે સર્વે મનુષ્યોએ તે પાળવો અને કોઇ પ્રાણીની હિંસા કરવી નહિ. પણ ખુન કરનાર અપરાધીને રાજા પોતાના પ્રજારક્ષણના વિશેષ ધર્મથી પકડીને ફાંસીએ દે છે, વીરનરો પોતાના દેશપર ચઢી આવેલા શત્રુઓના સામે હથિયાર લેઇ સંગ્રામ કરે છે અને હજારો માણસોને મારે છે, પતિવ્રતાઓ પોતાના પતિવ્રતભંગનો પ્રસંગ આવતાં આત્મહત્યા કરે છે અથવા પોતાપર હુમલો કરનારના પ્રાણ લે છે. એ વિશેષ ધર્મનાં ઉદાહરણો છે. જો આવા વિશેષ ધર્મને પાળવામાં ન આવે તો આખી પ્રજાઓનો,

સામાન્ય ધર્મોનો તથા સર્વ સદ્ગુણોનો નાશ થવાનો પ્રસંગ આવે; અને જગતમાં દુર્ગુણ અને દુષ્ટોનું સામ્રાજ્ય પ્રવર્ત્તે એટલે મનુષ્યલોક તે નરકલોક જેવો થઈ પડે. આ પ્રમાણે વિશેષ ધર્મોના પ્રસંગ અનેક હોય છે. તે પ્રમાણે તે વિશેષ ધર્મનાં સ્વરૂપ અને સંખ્યા પણ અનેક હોય છે. તે સંબંધે ઘણો સૂક્ષ્મ અને સવિસ્તર વિચાર કરવાનો હોય છે. તેથી આ વિષય પાઠમાળાના આ મણકાની પછીના મણકાઓમાં યોગ્ય સ્થળે કહેવામાં આવશે.

શિષ્ય—આપે જે દાખલા આપ્યા તે તો મને બરોબર સમજાયા. તેની સાથે **વિશેષ ધર્મ**ની બાબતની બારીકીઓ સમજવી તે બહુ કઠણ છે તે પણ સમજાયું. તેથી મને ચિન્તા થાય છે કે કદી એવો વિશેષ ધર્મનો પ્રસંગ આવે તો અમો બાળકોએ કેમ વર્ત્તવું તેની શી રીત્યે સમજણ પડે ?

ગુરૂ—હે ભાઈ ! હાલ તમારી સ્થિતિજ એવી છે કે તમારે એવા વિશેષ ધર્મ પ્રમાણે વર્ત્તવાના પ્રસંગો આવવાનાજ નહિ. છતાં તેવો પ્રસંગ કદી આવે તો તમારે તમારી માતા, તમારા પિતા અને તમારા ગુરૂની આજ્ઞા કે સલાહ પ્રમાણે વર્ત્તવું. તેઓ તમને ધર્મશાસ્ત્ર પ્રમાણે અને ધર્મના તત્ત્વને જાણનાર શિષ્ટ પુરૂષોના આચાર પ્રમાણેજ વર્ત્તવાની સલાહ આપશે.

---

## પાઠ ૪ થો–ધર્મનાં શાસ્ત્રો.

**શિષ્ય—ત્યારે શું એવાં ધર્મનાં શાસ્ત્રો પણ છે ?**

**ગુરૂ—હા. દરેક ધર્મમાં શાસ્ત્રો પણ છે, અને તેમાં થોડે કે ઘણે**

અંશે સામાન્ય અને વિશેષ ધર્મની શિક્ષા હોય છે. હિંદુ, મુસલમાન, ખ્રીસ્તી, બૌદ્ધ, પારસી વગેરે સર્વના ધર્મોમાં એવાં શાસ્ત્રો હોય છે. તે ધર્મની બાબતો સમજાવે છે.

**શિષ્ય**—સર્વથી સારામાં સારી રીત્યે ધર્મની સમજણ આપી હોય તેવાં શાસ્ત્રો કયા ધર્મમાં હશે ?

**ગુરૂ**—જેમાં સામાન્ય ધર્મ અને વિશેષ ધર્મની ઉત્તમમાં ઉત્તમ વ્યવસ્થા બતાવી છે, તે હિંદુ ધર્મનાં શાસ્ત્રો છે. એવાં ઉત્તમ ધર્મ શાસ્ત્રો બીજા કોઈ ધર્મમાં નથી.

**શિષ્ય**—ત્યારે મારૂં ધન્ય ભાગ્ય ખરૂં કેની કે હું હિન્દુ જન્મ્યોછું?

**ગુરૂ**—હા પુત્ર ! ખરેખર તારાં પૂર્વ જન્મનાં ઘણાં પ્રબળ પુણ્ય હોવાં જોઇએ કે તને હિંદુ જાતિમાં જન્મ મળ્યો છે. પરમેશ્વરનો આભાર માન.

**શિષ્ય**—મહારાજ ! સાચે, આવાં સારાં શાસ્ત્રો હિંદુઓને આપેલાં છે એ પરમેશ્વરની કેવી કૃપા ?

**ગુરૂ**—કૃપાળુ જગતિપતાએ હિંદુઓને એકલાં ઉત્તમ શાસ્ત્રોનો વારસો આપ્યો છે એમ નથી, પણ તે શાસ્ત્રોમાં બતાવેલા આચાર-વિચાર જેમાં પાળી શકાય તેવાં હવાપાણીવાળી માતૃભૂમિ ભારતભૂમિ પણ આપી છે. શ્રીસનાતન હિંદુ ધર્મ જેવો પિતા અને કર્મભૂમિ શ્રીભારતભૂમિ જેવી જનનીનાં બાળકો હિંદુ, આર્ય, ભારતસંતાન, દૈવીપ્રજા, વગેરે નામોથી ઓળખાય છે —તેઓ ઉપર શ્રીવિશ્વપતિએ અનુપમ કૃપા કરી છે.

---

## પાઠ ૫ મો—સનાતન હિંદુ ધર્મશાસ્ત્રો.

શિષ્ય—હે ગુરો ! ત્યારે આપ કૃપા કરીને આપણાં હિંદુઓના ધર્મનું નિરૂપણ કરનાર શાસ્ત્રોનાં નામ કહો.

ગુરૂ—હે વત્સ ! ૧ પુરાણો. ૨ ન્યાયશાસ્ત્ર. ૩ મીમાંસાશાસ્ત્ર. ૪ ધર્મશાસ્ત્રો એટલે સ્મૃતિઓ. ૫ વેદનાં ૭ અંગો. અને ૬ ચાર વેદો એ ચૌદ વિદ્યાનાં તથા ધર્મનાં સ્થાન છે.

તેમાં **શ્રુતિ** એટલે વેદ અને **સ્મૃતિ** એટલે ધર્મશાસ્ત્રો જે બતાવે છે તે ધર્મ છે. વેદનાં ૭ **અંગો** તે વેદોના અર્થ વગેરે જણાવવા માટે ઉપયોગી છે. **પુરાણો** વેદોનાં તત્વને ઉદાહરણ અને વિવરણવડે ખુલ્લાં કરનારાં છે. **ઇતિહાસ** પણ એજ કાર્ય કરે છે.

**ન્યાય** વેદાદિક સમજવામાં તર્ક કરવામાં ઉપયોગી છે; અને **મીમાંસા** વિવિધ તર્કોની ચર્ચાદ્વારા વેદને અનુકૂલ ધર્મનો નિર્ણય કરવામાં ઉપયોગી છે.

---

## પાઠ ૬ ઠો—વેદ (શ્રુતિ), અને ઉપવેદ.

શિષ્ય—વેદ કેટલા છે, અને તેમનાં નામ શાં છે ?

ગુરૂ—વેદ ચાર છે. **ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ** અને **અથર્વણવેદ.** એ પ્રત્યેક વેદના મંત્ર, બ્રાહ્મણ અને ઉપનિષદ્ એવા ત્રણ ભાગ છે. તેમાં મંત્રના સમુદાયને સંહિતાભાગ પણ કહે છે. બ્રાહ્મણ ભાગમાં ઋષિયોના ઇતિહાસો અને ઉપનિષદ્‌ભાગમાં તત્ત્વજ્ઞાન છે.

**શિષ્ય**—ગુરો ! વેદ સંબંધી બીજું કાંઇ જાણવા જેવું છે ?

**ગુરૂ**—વેદ સંબંધી ઘણું જાણવાનું છે. પણ અત્યારે તો તમારે એટલુંજ જાણવું બસ છે કે દરેક વેદને એક એક ઉપવેદ હોય છે. તેથી ઉપવેદ પણ ચાર છે. ઋગ્વેદનો ઉપવેદ આયુર્વેદ, યજુર્વેદનો ઉપવેદ ધનુર્વેદ, સામવેદનો ઉપવેદ ગાંધર્વવેદ; અને અથર્વણવેદનો ઉપવેદ શિલ્પાદિવેદ.

**શિષ્ય**—એ ચારે વેદમાં અને ઉપવેદમાં શા શા વિષયો છે ?

**ગુરૂ**—તે વિષે દિગ્દર્શન માત્ર તને થાય તેટલુંજ હાલ હું કહું છું તે તું યાદ રાખજે.

ઋગ્વેદમાં પરમાત્માની વિવિધ શકિતઓરૂપ દેવોની સ્તુતિની ઋચાઓ એટલે મંત્રો છે; અને તે વેદના ઉપવેદ આયુર્વેદમાં ઔષધી અને વૈદક સંબંધી વિદ્યા તથા તેની સાથે નિકટનો સંબંધ ધરાવનારી સઘળી વિદ્યા કળાઓનો સમાવેશ થાય છે.

યજુર્વેદમાં યજ્ઞો કરવાનાં વિધાન આદિક આપેલાં છે; અને તેના ઉપવેદ ધનુર્વેદમાં યુદ્ધાદિમાં ઉપયોગી શસ્ત્ર અસ્ત્રની વિદ્યા તથા તેની સાથે નિકટનો સંબધ ધરાવનારી સઘળી વિદ્યા કળાઓનો સમાવેશ થાય છે.

સામવેદમાં સ્તુતિમાં અને યજ્ઞમાં રાગ સાથે ગાવાનાં મંત્ર રૂપ ગાનો છે; અને તેના ઉપવેદ ગાંધર્વવેદમાં સંગીત શાસ્ત્ર તથા તેની સાથે નિકટનો સંબધ ધરાવનારી સર્વ વિદ્યા કળાઓનો સમાવેશ થાય છે.

અથર્વણ વેદમાં શત્રુઓનો નાશ વગેરે કરવાનાં અને આપણાં પક્ષની શાન્તિ પુષ્ટિને કરવાનાં વિધાનો અને મંત્રો વગેરે છે; અને

તેના ઉપવેદ શિલ્પાદિ વેદમાં ઘર હથિયાર વગેરે બનાવવાની વિદ્યા તથા તેની સાથે નિકટનો સંબંધ ધરાવનારી સર્વ વિદ્યા કળાઓનો સમાવેશ થાય છે.

**શિષ્ય**—એ વેદ કોણે કર્યા હશે ?

**ગુરૂ**—વેદનો કોઇ કર્ત્તા નથી. બ્રહ્માજી પણ વેદોને યાદ રાખનારા છે. વેદ સાક્ષાત્ સ્વયંભૂ-પોતાની મેળે-થયેલા છે.

---

## પાઠ ૭ મો—વેદનાં અંગો.

**શિષ્ય**—ઠીક. પણ ભગવન્ ! આપે વેદનાં જે **અંગો** કહ્યાં તે **શું?**

**ગુરૂ**—હે બુદ્ધિમાન્ પુત્ર ! શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છન્દ, અને જ્યોતિષ્ એ વેદોનાં છ અંગ છે. તેમાં શિક્ષા નાક, કલ્પ હાથ, વ્યાકરણ મુખ, નિરૂક્ત કાન, છન્દ પગ અને જ્યોતિષ્ નેત્રને સ્થાને છે ?

**શિષ્ય**—તેમાં શા શા વિષયો આપેલા છે ?

**ગુરૂ**—શિક્ષામાં વેદ મંત્રો કેમ બોલવા તે શીખવ્યું છે; કલ્પમાં વૈદિક ક્રિયાઓ કેમ કરવી તે, તેના દેવતા વગેરે બતાવ્યું છે; વ્યાકરણમાં શુદ્ધ અને અશુદ્ધ શબ્દ તથા વાકય વગેરેનાં સ્વરૂપનો નિર્ણય કરેલો છે; નિરૂક્ત એ વૈદિક શબ્દોના અર્થ જણાવનાર શબ્દકોષ છે; છંદ એ વેદ મંત્રોના ગાયત્રી ત્રિષ્ટુપ્ વગેરે છન્દો ( વૃત્તો ) નું નિરૂપણ કરે છે; અને જ્યોતિષ્માં યજ્ઞાદિક કરવાના સમયો વગેરે જણાવેલ છે.

---

# પાઠ ૮ મો—સ્મૃતિઓ.

**શિષ્ય**—સ્મૃતિયો એટલે શું? અને તે કેટલી અને કયી કયી છે?

ગુરૂ—સ્મૃતિયો એજ વિશેષે કરીને ધર્મશાસ્ત્રને નામે ઓળખાય છે. તે સ્મૃતિયો દેવો કે ઋષિયોએ કરેલી છે. બૃહન્મનુ સ્મૃતિમાં જે સ્મૃતિકાર ગણાવેલા છે તે—વિષ્ણુ, પરાશર, દક્ષ, સંવર્ત્ત, વ્યાસ, હારીત, શાતાતપ, વસિષ્ઠ, યમ, આપસ્તંબ, ગૌતમ, દેવલ, શંખ, લિખિત, ભરદ્વાજ, ઉશના, અત્રિ, શાનક અને યાજ્ઞવલ્કય છે.—બીજે ઠેકાણે—મનુ, બૃહસ્પતિ, દક્ષ, ગૌતમ, યમ, અંગિરા, યોગીશ્વર, પ્રચેતા, શાતાતપ, પરાશર, સંવર્ત્ત, ઉશના, શંખ, લિખિત, અત્રિ, વિષ્ણુ, આપસ્તંબ, અને હારીત એ અઢાર ધર્મ શાસ્ત્રના પ્રવર્ત્તક બતાવેલા છે

યાજ્ઞવલ્કય વીશ સ્મૃતિકાર ગણાવે છેઃ—મનુ, અત્રિ, વિષ્ણુ, હારીત, યાજ્ઞવલ્કય, ઉશના, અંગીરા, યમ, આપસ્તંબ, સંવર્ત્ત, કાત્યાયન, બૃહસ્પતિ, પરાશર, વ્યાસ, શંખ, લિખિત, દક્ષ, ગૌતમ, શાતાતપ અને વસિષ્ઠ.

એક બીજા ગ્રંથમાં એકવીશ સ્મૃતિકાર બતાવેલા છેઃ—વસિષ્ઠ, નારદ, સુમન્તુ, પિતામહ, વસુ, કૃષ્ણાજિની, સત્યવ્રત, ગાર્ગ્ય, દેવલ, જમદગ્નિ, ભરદ્વાજ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, આત્રેય, છાગલેય, મરીચિ, વત્સ, પારાશર, ઋષ્યશૃંગ અને બૈજવાપ.

**શિષ્ય**—આપે જેમ ઉપવેદો કહ્યા, તેમ ઉપસ્મૃતિયો છે?

**ગુરૂ**—ઉપસ્મૃતિયો છે ખરી, પણ જેમ અમુક વેદનો અમુક ઉપવેદ છે એમ અમુક સ્મૃતિની અમુક ઉપસ્મૃતિ છે એવો સંબંધ જણાતો નથી. ઉપસ્મૃતિકાર નીચે પ્રમાણે છે:—જાબાલિ, નાચિકેત, સ્કંદ, લૌગાક્ષિ, કાસ્યપ, વ્યાસ, સનત્કુમાર, સુમન્તુ, પિતામહ, વ્યાઘ્ર, કાર્ષ્ણાજિની, જાતૂકર્ણ્ય, કપિંજલ, બૌધાયન, કાણાદ, વિશ્વામિત્ર, પૈઠીનસિ અને ગોભિલ. એ પ્રમાણે ઉપસ્મૃતિયો પણ અઢાર છે.

---

## પાઠ ૯ મો—પુરાણો.

**શિષ્ય**—હે પ્રભો ! પુરાણો કેટલાં છે અને તેમનાં નામ શાં છે ?

**ગુરૂ**—પુરાણો અઢાર છે:—બ્રહ્મ પુરાણ, પદ્મ પુરાણ, વિષ્ણુ પુરાણ, શિવપુરાણ, શ્રીમદ્ ભાગવત, નારદ પુરાણ, માર્કણ્ડેય પુરાણ, અગ્નિ પુરાણ, ભવિષ્ય પુરાણ, બ્રહ્મવૈવર્ત્ત પુરાણ, લિંગ પુરાણ, વરાહ પુરાણ, સ્કન્દ પુરાણ, વામન પુરાણ, કૂર્મ પુરાણ, મત્સ્ય પુરાણ, ગરૂડ પુરાણ, અને બ્રહ્માણ્ડ પુરાણ.

**શિષ્ય**—ઉપપુરાણો હોય તો તે પણ કહેવા આપ કૃપા કરો.

**ગુરૂ**—ઉપસ્મૃતિયોની પેઠે ઉપપુરાણો છે. તેમની સંખ્યા પણ અઢાર છે:—સનત્કુમાર પુરાણ, નૃસિંહ પુરાણ, નારદ પુરાણ, શિવધર્મ પુરાણ, દુર્વાસા પુરાણ, નારદ પુરાણ, કપિલ પુરાણ, માનવ પુરાણ, ઉશના પુરાણ, બ્રહ્માણ્ડ પુરાણ, વરૂણ પુરાણ, કાલિકા પુરાણ, માહેશ્વર પુરાણ, સાંબ પુરાણ, સૌર પુરાણ, પરાશર પુરાણ અને એ ભાગવત—એ ઉપપુરાણો કૂર્મ પુરાણમાં ગણાવેલાં છે.

## પાઠ ૧૦ મો—તંત્રો અને પ્રકરણ ગ્રન્થો.

**શિષ્ય**—હે ભગવન્! ન્યાય અને મીમાંસાને તો આપે વેદ વગેરેનો અર્થ નિર્ણય કરવા માટે તર્ક કરવામાં અને સામંજસ્ય (પરસ્પર બંધ બેસતું)—તાત્પર્ય કાઢવામાં ઉપયોગી ગણ્યાં. તેથી મુખ્ય તો શ્રુતિ, સ્મૃતિ અને પુરાણ એ ત્રણજ રહ્યાં. તે ઉપરાંત ધર્મને જણાવનાર બીજાં સાધનો પણ છે કે નાહ?

**ગુરૂ**—મુખ્ય તો એ ત્રણજ છે, અને તે પ્રમાણરૂપ ગણાય છે. પરંતુ શ્રુતિ, સ્મૃતિ અને પુરાણના અર્થને અનુસરનાર કેટલાક ગ્રન્થો તંત્રરૂપે છે અને તેને કેટલાક હિન્દુઓ પ્રમાણરૂપ માને છે. તે ઉપરાંત બીજા વિદ્વાનોના ધર્મશાસ્ત્ર સંબંધી નિબંધો અને પ્રકરણ ગ્રન્થો પણ છે. તેમની મદદ પણ લેવામાં આવે છે. પરન્તુ તે સર્વે ગાણ ગણાય છે.

વળી શ્રુતિ, સ્મૃતિ અને પુરાણમાં પણ શ્રુતિ પ્રધાન છે. સ્મૃતિ પણ તે (શ્રુતિ)નાજ અર્થને અનુસરે છે: અને પુરાણ તથા ઇતિહાસ પણ દાખલા દલીલોથી વેદના અર્થને પુષ્ટ કરવા માટે પ્રમાણરૂપ ગણાય છે.

---

## પાઠ ૧૧ મો—પ્રમાણરૂપ શાસ્ત્રો અને બીજાં શાસ્ત્રો વગેરેની માન્યતાનું તારતમ્ય.

**શિષ્ય**—હે ભગવન! આપે હિંદુ ધર્મના પ્રમાણ ગ્રંથો અને તેને અનુસરનાર અને પોષક ગ્રંથોનો જે સમુદાય કહ્યો તેમાં તો સમગ્ર જ્ઞાનનો સાગર સમાયેલો જણાય છે. છતાં હજુ પણ કાંઇ મને જણાવવા જેવું હોય તો આપ કૃપા કરીને કહો.

ગુરૂ—હે ભાઇ! હિંદુ ધર્મમાં તો આ લોક પરલોક અને મોક્ષ સંબધી સઘળી બાબતોનો સર્વોત્તમ વ્યવસ્થાપૂર્વક સમાવેશ કરેલો છે. તેથી તેનાં પ્રમાણરૂપ શાસ્ત્રો અને તેમની પાછળ તેમના લશ્કરરૂપે ચાલનારાં શાસ્ત્રનો પાર નથી. કેમ કે સનાતન હિંદુ ધર્મના પ્રમાણરૂપ ગ્રન્થોનો અભિપ્રાય તો એવો ઉદાર અને વિશાળ છે કે—વેદોને ગ્રહણ કર્યા પછી કોઇ પણ શાસ્ત્રને હલકું ગણવું નહિ; કેમ કે જો કોઇ પણ શાસ્ત્રને જો કોઇ મનુષ્ય હલકું ગણે તો તે મનુષ્ય એકવીશ જન્મ લગી પશુપણાને પામે છે. પરન્તુ તે લશ્કરરૂપે પાછળ ચાલનાર શાસ્ત્રોનો અર્થ પ્રમાણરૂપ મુખ્ય શાસ્ત્રોના અર્થને અનુકૂળ રીત્યે કરવો અને વાપરવો: પણ પ્રમાણરૂપ મુખ્ય શાસ્ત્રોને બીજાં લશ્કરરૂપ શાસ્ત્રોના અર્થ પ્રમાણે મચડવાં નહિ. આ સનાતન હિંદુ ધર્મ શાસ્ત્રોનો અર્થ કરવાની પદ્ધતિનો મર્મ છે.

શિષ્ય—હે પ્રભો! એ હું બરોબર સમજ્યો પણ મુખ્ય પ્રમાણરૂપ શાસ્ત્રો કે તેની પાછળ ચાલનાર શાસ્ત્રો પૈકીના કોઇ પણ શાસ્ત્રમાં ન કહેલું હોય તેવું જનસમાજમાં કોઇ કોઈ સ્થળે રૂઢિને નામે ચાલતું જોવામાં આવે છે, તેને ધર્મ માનવો કે અધર્મ માનવો?

ગુરૂ—ઘણીખરી રૂઢિયો તો શાસ્ત્રાનુસાર હોય છે, પણ તેને લગતાં શાસ્ત્રનાં પ્રમાણ આપણા જાણવામાં નથી હોતાં, તેથી આપણે તે રૂઢિયોને શાસ્ત્રના આધારવિનાની માની એમ કહિયે છિયે કે એ તો ફક્ત રૂઢિજ છે. કોઇ રૂઢિ ધર્મ શાસ્ત્રના આધાર વિનાની પણ હોય, પણ તે જ્યાંલગી હિંદુ ધર્મશાસ્ત્રના

લક્ષ્યરૂપ સિદ્ધાન્તો વિરૂદ્ધ જતી ના હોય તો તે ધર્મરૂપજ ગણાય છે; અને જો કોઇ રૂઢિ હિંદુ ધર્મશાસ્ત્રના લક્ષ્યરૂપ સિદ્ધાન્તો વિરૂદ્ધજ હોય તો પછી તેને બનતા યત્નોથી તે લક્ષ્યરૂપ સિદ્ધાન્તો તરફ વાળવી અને આખરે તેને ધર્મમયજ બનાવવી જોઇએ, અને તેમ ન બને તેમ હોય તો તે દૂર કરવા સામ્યર્થ્ય હોય તો તેને દૂર કરવી જોઇએ. આથી વિશેષ વિવેચન હવે પછી યોગ્ય પ્રસંગે કરવામાં આવશે.

---

## પાઠ ૧૨ મો--લક્ષ્યરૂપ સિદ્ધાન્તો.

**શિષ્ય**—આપે જે સનાતન હિન્દુ ધર્મના લક્ષ્યરૂપ સિદ્ધાન્તો કહ્યા તે શા છે ?

**ગુરૂ**—૧. મનની શુદ્ધિ કરવી તથા મનનો વિગ્રહ કરવો અર્થાત્ મનને વિષયોથી દૂર રાખવું અને વશ રાખવું. ૨. બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવું-અર્થાત્ પરમાત્માને યથાર્થ રીતે જાણવા.

**શિષ્ય**—એમ કરવાથી શું થાય ?

**ગુરૂ**—૧-અભ્યુદય એટલે આ લોક અને પરલોક સંબંધે આત્માની ઉન્નતિ થાય; તથા ૨-મોક્ષ થાય. તેથી હે શિષ્ય, સનાતન હિન્દુ ધર્મનાં શાસ્ત્રોએ એ ઉદ્દેશો લક્ષમાં રાખી ધર્મ અને અધર્મનો વિવેક કરીને પોતાનો વ્યૂહ રચેલો છે. સનાતન હિંદુઓના સાંસારિક આચરણોના નિયમો પણ એ ઉચ્ચતમ ઉદ્દેશથી રચાયલા હોવાથીજ સનાતન હિંદુ ધર્મ એ સર્વ ધર્મોમાં અત્યંત પ્રાચીન અને પ્રભાવશાળી છે, અને ઈતર સર્વ ધર્મોનો એ ગુરૂરૂપ છે. તેની થોડી કે ઘણી છાયાથીજ ઇતર ધર્મોમાં ધર્મરૂપ અંશ છે. આ સનાતન હિંદુ ધર્મ સંપૂર્ણ અને બલિષ્ઠમાં પણ બલિષ્ઠ ધર્મ છે.

## પાઠ ૧૩ મો—લક્ષ્ય ચૂકેલાં મનુષ્યો.

શિષ્ય—આપણો સનાતન હિંદુ ધર્મ આવો પ્રબળ હોવા છતાં કેટલાંક ભણેલાં મનુષ્યો આપણા ધાર્મિક આચાર વિચારમાં દોષ જુએ છે અને દેખાડે છે તેનું શું કારણ?

ગુરૂ—આપણા ધર્મના લક્ષ્યરૂપ સિદ્ધાન્તો અને આપણા આચારનો અવિચ્છિન્ન સંબંધ નહિ સમજવાથી, તેમજ ધર્મનું ખરૂં સ્વરૂપ નહિ જાણવાથી એવાં મનુષ્યો વિદ્યા ભણેલાં છતાં લક્ષ્ય ચૂકેલાં હોવાથી તેમનું ભણતર અને બુદ્ધિ બળ તેમને અધિક અધિક ધર્મવિમુખ દિશામાંજ લેઇ જવામાં જોર મારે છે. તેથી તેઓને આપણા ધર્મનાં લાક્ષણિક અંગોમાં સંશય વિપર્યય થઇ તેઓનો નિપાત થાય છે.

શિષ્ય—તેઓને એમ શાથી થાય છે?

ગુરૂ—પોતાના પૂર્વજોના સંસ્કાર બીજાઓના સંસ્કારથી ઘસાઇ જવાથી અને પારકે ભાણે મોટો લાડવો દેખાવાથી તેઓ માતૃભૂમિના આચાર વિચાર વિરૂદ્ધ તરંગમાં તણાય છે; અને બૂડતો બૂડાડે એ કહેવત પ્રમાણે બીજાં સરળ માણસોને પણ ભ્રષ્ટ કરે છે. માટે આપણા ધર્મનાં લાક્ષણિક અંગોના તર્ક પ્રમાણ અને મીમાંસાથી સારો અભ્યાસ કરવાની હાલના સમયમાં ખાસ જરૂર છે, નિકર એવા કુતર્કીઓના કુસંગમાં–ફસી માણસ સ્વધર્મ ગુમાવે છે.

શિષ્ય—જેઓથી ધર્મનો અભ્યાસ ન થતો હોય તેમણે એવા લોકોના કુસંગથી બચવા શું કરવું?

ગુરૂ—તેઓની વંઠેલ વાતો સાંભળવી નહિ, અને પોતાના પેઢીધર ચાલતા આવેલા આચાર વિચાર પ્રમાણે ધર્મ પાળવો. સનાતન હિંદુ ધર્મને જાણનાર મનુષ્યો કે જેઓને આપણા ધર્મના લાક્ષણિક અંગોમાં શ્રદ્ધા હોય તેઓનો સત્સંગ સેવવો.

આ પાઠમાળાનો નિરંતર અભ્યાસ કરવો. હવેપછી પ્રસિદ્ધ થનાર મણકાઓમાં પ્રવેશ કરતાં એવાં ધર્મવિમુખ મનુષ્યોનું મુખ બંધ કરવાનું સામર્થ્ય સાધારણ બુદ્ધિવાળાં મનુષ્ય પણ પ્રાપ્ત કરી શકે તેમ છે.



## પાઠ ૧૪ મો—સનાતન હિન્દુ ધર્મનાં લાક્ષણિક અંગો.

શિષ્ય—કયાં કયાં નિરાળાં લક્ષણથી સનાતન હિંદુ ધર્મ ઓળખી શકાય તેમ છે.

ગુરૂ—૧. વેદાદિક પ્રમાણોની વ્યવસ્થા. ૨ મૂર્તિપૂજા, પિતૃશ્રાદ્ધ અને અતિથિસત્કાર વગેરે અનેક સાધનરૂપ ઉપાયો. ૩ વર્ણ અને નાતજાતનાં બંધારણ. ૩ કર્મફળ અને પુનર્જન્મની માન્યતા. ૫ આ લોકની બાબતો કરતાં પારલૌકિક બાબતોની વધારે કાળજી. ૬ ધર્મની ખાતરજ ધર્મ પાળવાનું મુખ્ય વલણ.

શિષ્ય—આ લોકની બાબતો વિષે થોડી કાળજી રાખવાના વલણથી સનાતન હિંદુ ધર્મની પ્રજાનો નાશ નહિ થઇ જાય ?

ગુરૂ—તે તો પ્રત્યક્ષ સિદ્ધ છે કે સનાતન હિંદુ ધર્મને જાણે કે અજાણે અનુસાર પ્રજા દુનિયાની સઘળી પ્રજાઓ કરતાં જુનામાં જુની તરીકે હાલ નિરાળી હયાતિ ભોગવે છે, તથા અનેક પ્રતાપી પ્રજાઓનો આ સનાતન હિંદુ પ્રજાની નજર આગળ જન્મ પણ થયો અને નાશ પણ થઇ ગયો. હિંદુ પ્રજા જેવીને તેવી હયાતિમાં ખડી છે. અને જ્યાં લગી આપણે આપણા સનાતન ધર્મને નહિ છોડીએ ત્યાં લગી આપણે પણ સનાતન પ્રજા તરીકે આપણી માતૃભૂમિના ખોળામાં ખેલીશું અને આખા વિશ્વને વિસ્મય પમાડીશું. ॐ तथास्तुः